ओ३म.

ग्रंथावळी नंबर - २

# आर्यग्रंथावळी तथा वर्णव्यवस्था.

કિંમત રૂ ૦-૧-૦

# આર્ય સમાજના નિયમ.



૧ સર્વ સત્યવિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જણાય છે. તે સર્વનું આદિમૂલ પરમેશ્વર છે.

૨ ઇશ્વર સચ્ચિદાનન્દસ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનન્ત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્ત્તા છે. એનીજ ઉપાસના કરવી યોગ્ય છે.

૩ વેદ સત્ય વિદ્યાઓનાં પુસ્તકછે વેદનું ભણવું ભણાવવું અને સાંભળવું સંભળાવવું સર્વ આર્યોનો પરમ ધર્મછે.

૪ સત્ય ગ્રહણ કરવામાં અને અસત્યને છોડવામાં સર્વદા ઉદ્યત રહેવું જોઇએ.

૫ સર્વ કામ ધર્માનુસાર, અર્થાત સત્ય અને

અસત્યનો વિચાર કરીને કરવું જોઇએ.

૬ સંસારનો ઉપકાર કરવો આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે. અર્થાત શારીરિક, આત્મિક અને સામાજીક ઉન્નતિ કરવી.

૭ સર્વ સાથે પ્રીતિપૂર્વક ધર્માનુસાર યથા-યોગ્ય વર્તવું જોઇએ.

૮ અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ ક-રવી જોઇએ.

૯ પ્રત્યેક પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઇએ, કિંતુ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

૧૦ સર્વ મનુષ્યોએ સામાજિક સર્વ હિત-કારી નિયમ પાળવામાં પરતંત્ર રહેવું જોઇએ, અને પ્રત્યેક હિતકારી નિયમમાં સર્વ સ્વતંત્ર રહે.

ग्रंथवली नंबर. २

ओ३म्

# आर्य प्रश्नावली

तथा

# वर्णव्यवस्था.

## વિદ્યાર્થીઓને માટે

પ્રસિદ્ધ કર્ત્તા

આર્યોત્કર્ષકમંડળી.

રાજનગર-'યુનિયન' પ્રેસમાં છાપી.

આર્ય સંવત ૧૯૬૦૮૫૨૯૯૪

દયાનંદાબ્દ ૧૧

પ્રથમાવૃત્તિ.

વિક્રમાદિત્ય ૧૯૫૧.

કિંમત રૂ ૦-૧-૦

ધર્મથી અજાણુ રહેલને ધર્મનો વિષય સમજા-
વનાર સાધન છે. તે આપ મહાશયને સપ્રેમને
સવિનય અર્પણ કરીએ છીએ. તે સ્વિકારી
કૃતાર્થ કરશો.

તમારા શુભચિંતકો
**આ. ઉ. મં. સ.**



# ओ३म्.

## પ્રસ્તાવના.



આ લઘુ ગ્રંથ એવા ઉદ્દેશથી લખવામાં આવ્યોછે કે આજ કાલ બાલ વિદ્યાર્થિયો પાશ્ચાત્ય કેલવણીથી બીલકુલ સ્વધર્મ તેમજ વર્ણ એ બંને શબ્દનો અર્થ કિંચિત માત્ર જાણતા નથી તેવા ઉછરતા વિદ્યાર્થિયોને કાંઈ ધર્મથી તેમજ સ્વજાતિથી જ્ઞાત થાય એવા આકંક્ષાથી આ ગ્રંથ વેદાદિ પ્રાચિન ગ્રંથોનો આધાર લઈ પ્રગટ કરવાની જરૂર જણાઇછે માટે સુજ્ઞ મહાશયોને વિદીત થાયકે જે મહાશયોના હસ્તમાં આ પુસ્તક આવે તેમણે કૃપા કરી પોતાના બાળકોના શ્રેયાર્થે અવસ્ય તેમને વાંચવા ભલામણ કરવી.

વિશેષમાં એ સ્તુતિ છે કે આ ગ્રંથને વિષે હસ્ત દોષથી વા દ્રષ્ટી દોષથી કાંઈ પણ ભૂલ રહી ગઈ હોય તે કૃપા કરી સુધારી વાંચી લેશો.

સ્થાન
રાજનગર
આ. સ.



પ્રસિદ્ધ કર્તા.
**આર્યોધ્ધારક મંડળી.**



# ओ३म.

१ સ—ઇશ્વર કોને કહેવો?

જ—જેની શક્તિથી આ સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે. જે સર્વમાં વ્યાપી રહ્યો છે. જેના ગુણ કર્મ સ્વભાવ નિત્યછે. જે ઉત્પત્તિ અને પ્રલયનો કર્ત્તાછે. ન્યાયકારી દયાળુ સર્વ શક્તિમાન, શુદ્ધ, બુદ્ધ, અજન્મા અને કર્મ ફ્લો ભોગાવનારછે. અને જે-ના અનંત ગુણને લીધે અસંખ્ય નામ છે, એવા પરમાત્મા નિરંજન નિરાકાર, ને ઇશ્વર કહેવો?

૨ સ—જીવ કોને કહેવો?

જ—જે નાશવંત નથી. અને જોવામાં આ-વતો નથી. પણ શરીરને ધારણ કરી કર્મ ફ્લનો ભોગતા, કર્મ કરવામાં સ્વતંત્ર

અને તેના ફલ ભોગવવામાં પરતંત્રછે. જે અનાદિ ચેતન તેને જીવ કહેછે.

૩ **સ**—ઇશ્વર તથા જીવ વચ્ચે શું સબંધછે ?

**જ**—વ્યાપ્ય વ્યાપક ભાવ સબંધ અને સેવ્ય-સેવકભાવ સબંધ તથા પિતાપુત્રવત ભાવ સબંધછે.

૪ **સ**—કારણ શાને કહેવું. ?

જ—જે સાધન વડે કાંઈ કૃત્ય કરી શકાય તેને કારણ કહેછે. અને તે ત્રણ પ્રકારનાંછે. ૧ (ઉપાદાન) જેને ગૃહણ કરીને ઉત્પન્ન કરીએ તે, જેમકે કાગળ વિના ચોપડી બનતી નથી. તેમાં કાગળ એ ચોપડીનું ઉપાદાન કારણ છે. ૨ (નિમિત કારણ) આમાં હરકોઈ ચોપડીનો બાંધનાર કે તૈયાર કરનાર આવી જાયછે. કેમકે કાગળ પોતે ચોપડી બની શક્તિ નથી. ૩ (સાધારણ) આમાં એ-

સવાની જગા સોયો, દોરી, આદિનો સમાવેશ થાયછે. કેમકે તે વિનાપણ ચોપડી તૈયાર થાય નહીં.

૫ સ—સૃષ્ટિ તે શું ? તથા તે ઉત્પન્ન કરવાની શી અગત્યછે. ?

જ—પૃથક્ પૃથક્ તત્વોનો સંયોગ થઇને યુક્તિપૂર્વક એક થવું, અને તેનાં ઘણાં જુદાં જુદાં રૂપ થવાં તેનું નામ સૃષ્ટિ કેહેવાયછે. અને પ્રાણી માત્રને પોતાના કર્મ ફલ ભોગ થવા તથા ઇશ્વરની સૃષ્ટિ ઉત્પન્ન કરવાની શકિતની સાફલ્યતાને માટેછે.

૬ સ—ઉત્પતિ સમયે મનુષ્ય કઇ સ્થાતિમાં ઉત્પન્ન કર્યા હશે ?

જ—પુરૂષ અને સ્ત્રીઓ તરૂણ વયમાં ઉત્પન્ન કરવામાં આવ્યાં હતાં. કેમકે જો તે બાળક હોતતો તેમનું પાલન કરવા

બીજા મનુષ્યોની અગત્ય રહેત, તેમજ જો ઘરડાં હોતતો પાછળ પ્રજા કેમ થઈ શકત!!

૭ **સ**—સૃષ્ટિ કેટલા સમયથી ઉત્પન્ન થઈછે ને પ્રલય કેટલા સમય પછી થશે?

**જ**—આર્ય સંવત ૧૯૬૦૮૫૨૯૯૪ વર્ષ ઉત્પત્તિને થયાં અને ૨,૩૩૩,૨૨૭૦૫, આટલા સમય પછી પ્રલય થશે એમ જ્યોતિષશાસ્ત્રથી નક્કી થયુંછે.

૮ **સ**—પ્રલય તે શું.?

**જ**—જે પ્રમાણુઓથી આ જગત્તની ઉત્પત્તિ થઇછે તે પરમાણુઓ જેમાંથી છુટાં પડયાંછે તેમાં મળી જવું આનું નામ પ્રલય.

૯ **સ**—અનાદિ કોણ?

**જ**—ઇશ્વર, જીવ, અને પ્રકૃતિ અનાદિ છે. કેમકે તે મહાપ્રલયના સમયે પણ નાશ થતાં નથી.

૧૦ **સ**—મનુષ્યને બીજા પ્રાણીમાં શો ફેરછે. ?

**જ**—જે વિચાર પુર્વક કામ કરેછે, કાર્યની પૂર્વે તેના સારાસારને શમજે છે, તેને માણસ કહેછે; જનાવરમાં ફર્ક એટલોજ છે કે તેમાં વિચારવાની શક્તિ નથી.

૧૧ **સ**—આર્ય કોને કહેવો ?

**જ**—જેના ગુણ કર્મ શ્રેષ્ટ અને પવિત્રછે. અને પ્રજાહિત કાર્યમાં તત્પરછે, તથા વેદાદિ સત શાસ્ત્રોનો જાણવાવાળોછે તેને આર્ય કહેછે.

૧૨ **સ**—અનાર્ય કે દષ્યુ કોને કહેછે?

**જ**—આર્યથી વિરૂદ્ધ લક્ષણવાળો અભણ, ચોર, લૂટારો, માંસ મદિરાદી ભક્ષણ કરનારો, અને પ્રાણી માત્રને દુઃખી કરનાર તે અનાર્ય કે દષ્યુછે.

૧૩ **સ**—આર્યાવ્રત એટલે શું?

**જ**—ઉત્તરમાં હિમાલય, દક્ષિણમાં બિંધ્યાચલ,

પુર્વમાં બ્રહ્મપુત્રા, અને પશ્ચિમમાં અટક, આ પ્રદેશને આર્યાવ્રત્ત કહે છે; કેમકે તેમાં સૃષ્ટિના આદિથી આર્યોનું નિવાસ સ્થાન છે.

૧૪ **સ**—હિંદુ એટલે શું. ? આપણે હિંદુ કહેવાઇએ ?

**જ**—હિંદુ આ શબ્દ સંસ્કૃત ભાષાના પુસ્તકોમાં બીલકુલ નથી. પણ પશ્ચિમાત્ય મલેચ્છ લોકોએ તે નામ મૂકેલુછે. અને તેનો અર્થ ગુલામ, ચોર, અને એવાજ દુશણ લગાડનારો થાયછે. માટે તે નામ આપણે કહેવરાવવું ન જોઇએ.

૧૫ **સ**—વિદ્યા કોને કહેવી?

**જ**—જેનાથી ઇશ્વરથી લઇને સૃષ્ટિના દરેક પદાર્થોનું યથાર્થ જ્ઞાન થાય, અને સત્ય માર્ગ દરસાવનારને સત્ય વિદ્યા કહેછે. અને ભ્રમ, નાસ્તિકતા, અહંકારાદિ જેનાથી ઉત્પન્ન થાય તે અવિદ્યા કહેવાયછે.

૧૬ **સ**—ધર્માધર્મ એટલે શું ?

**જ**—ઇશ્વર પ્રણીત (વેદ) પુસ્તોકોમાં દર-શાવેલી આજ્ઞા આથી વિરૂદ્ધ આચરણ જેવા કે વેદમાં કહેલા વચનોને અમાન્ય કરવા, દુરાગ્રહ, અહંકાર, ક્રૂરતા પોતાનુંજ હીત કરવું; અને દયા આદિનો ત્યાગ કરવો આને અધર્મ કહે છે. (સંધ્યાદિ નિત્ય કર્મ)નું પાલણ કરવું, સત્યતાથી નિસ્પક્ષપાત-થી પ્રાણી માત્રનું હિત કરવું; તથા પ્રતક્ષા આદિ પ્રમાણોથી પરિક્ષા કરી સત્યને જ ગૃહણ કરવું. આને ધર્મ કહેછે.

૧૭ **સ**—પુન્ય અને પાપ એટલે શું ?

**જ**—વિદ્યાદિ તથા ધર્મ સબંધી દાન, સત્ય ભાષણ સતસંગત મનની નિર્મળતાથી એક અદ્વિત્ય પરમાત્માની ઉપાસના અને સર્વનું હિત ચહાવું તે પુન્ય અને તેથી ઉલટું તે પાપ

૧૮ **સ**—પરલોક એટલે શું ?

**જ**—જેના સાધનથી સત્ય વિદ્યાને આ જન્મમાં પૂર્ણ સુખ અને પૂનર્જન્મમાં ઇશ્વરની પ્રાપ્તિ થાય તે.

૧૯ **સ**—અપરલોક એટલે શું ?

**જ**—જેમાં અત્યંત દુઃખ ભોગવવું પડેછે તે.

૨૦ **સ**—સ્વર્ગ એટલે શું ?

**જ**—આ જન્મમાં તેમજ પૂર્વ જન્મમાં તેના સુકૃત્યનું પુરેપૂરૂં સુખ જીવને મળે છે તે.

૨૧ **સ**—નર્ક એટલે શું ?

**જ**—આ જન્મમાં તેમજ પૂનર્જન્મમાં તેના કૃત્યનું પૂરેપૂરૂં દુઃખ તથા જે વિપત્તિઓ જીવને ભોગવવી પડેછે. તે.

૨૨ **સ**—સતસંગ એટલે શું ?

**જ**—જે સંગતથી માણુસ દુર્ગુણથી દુર થઈ સદ્‌ગુણમાં આવી માણસપણાનું

ખરૂં કર્તવ્ય સમજી સતસંગરૂપ વૃક્ષ ( જ્ઞાન ) થી મોક્ષરૂપ અત્યંત સુખ પ્રાપ્ત કરેછે તે.

૨૩ સ—તિર્થ એટલે શું ?

જ—સતભાષણ. વિદ્યા, સતસંગ, યમાદી, યોગાભ્યાસ, પુરૂષાર્થ, વિદ્યાદાનાદિ સુભકર્મથી દુઃખસાગર પાર ઉતારાય તે.

૨૪ સ—પ્રાર્થના એટલે શું ?

જ—પોતાના પૂરેપૂરા પુરૂષાર્થ ઉપરાંત સાર્વજનિક હિતાર્થે પરમેશ્વર અગર લાયક માણસની સહાયતા માગવી, અને તેનું ફળ નિરાભિમાનથી ભોગવવું તે.

૨૫ સ—ઉપાસના એટલે શું ?

જ—જે ઇશ્વર ગુણ કર્મ અને સ્વભાવથી પવિત્ર છે તેમ આપણે પવિત્ર રહી; ઇશ્વરને સર્વવ્યાપક સમજી યોગદ્વારા એ એકાગ્રહ વૃતિ કરવી; જેનું ફળ જ્ઞાનનો વધારોછે.

૨૬ સ—ઉપાસના કેટલી જાતનીછે. તેનું વર્ણન કરો ?

જ—ઉપાસના બે પ્રકારનીછે. સગુણ અને નિર્ગુણ. ૧ ઇશ્વર જે સર્વજ્ઞ, સર્વ, શક્તિમાન, સર્વ સ્વામી, સર્વ પીતા, આદિ સત્યગુણોથી યુક્તગણીને તેની ઉપાસના કરવી તે. ૨, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, સંયોગ વિયોગાદિ ગુણોથી રહીત પરમાત્માને જાણી તેની ઉપાસના કરવી તે.

૨૭ સ—પૂનંજન્મ એટલે શું ? અને તેને માનવાના કારણ ?

જ—જીવ પોતાના કર્મ ફલ ભોગાર્થે એક યોનીમાંથી બીજી યોનીમાં જન્મ લે તેને પુનરજન્મ કહેછે. તેની સાબિતીમાં ઘણા દાખલા આપી શકાય, પણ આપણે એકજ આપીશું. તમે જોયું હશે કે એક વિદ્યાર્થી સંસ્કૃત ને બીજો ઈં-

ઐશને ને ત્રીજાને પરશાયનને ચાહછે તેમજ કેટલાક એવા પણ તમે જોયા હશે કે જેમને ઘણી વખત શીખવ્યા પછી પણ બીલકુલ આવડતું નથી. આનું મુખ્ય કારણ જો તમે શોધશો તો તેઓના કરેલાં કર્મનું ફલછે, એમજ નિશ્ચય થશે. અને તેથી પુનર્જન્મ છે એમ માનવામાં સંશય રહેશે નહીં. વળી તમે ઘણાં એવાં માણસો જુઓછો કે તમારાથી સારી કે નઠારી સ્થીતિમાંછે. આનું કારણ પણ પુનર્જન્મજછે કેમકે ઈશ્વર દયાળુછે. તે કોઈને દુઃખી કરવા ચહાતો નથી. તેમજ ન્યાયકારીછે જે ફલ આપ્યા વિના પણ રહેતો નથી. આ ઉપર વિચાર કરવાથી તમને પુનર્જન્મ સમજાશે.

૨૮ **સ**—મોક્ષ અને તેના સાધન કહો ?

જ—કાંઇક નિયમીત સમય પર્યંત જન્મ મર્ણાદિ, અને એવાંજ ઉપાધીરૂપી દુઃખોથી છુટી સ્વતંત્ર સૃષ્ટિમાં વિચરવું આનું નામ 'મોક્ષ' અને તે મળવાનાં સાધન. બ્રહ્મચર્યથી વિદ્યા પ્રાપ્તિ, વિદ્વાનોના સંગથી શ્રવણ મનન આદિ કરી ઈશ્વરપ્રતેની ખરી પ્રિતિઃ, ઉપાસના, યોગાભ્યાસ, સત્ય ધર્મથી વર્તવું, અને સદવિચાર આચાર એજ મુક્તિના સાધન છે.

૨૯ સ—યજ્ઞ એટલે શું?

સ—જેમાં ઘૃત, સુગંધિત દ્રવ્યો અને એવીજ બીજી વસ્તુઓ રસાયણ શાસ્ત્રના આધારે અગ્નિમાં હોમવામાં આવે કે જેથી તેનાં પરમાણુંઓ મેઘમંડળમાં પ્રસરી આખી સૃષ્ટિનો ઉપકાર થાય. તેમજ અગ્નિહોત્રથી લઇને અશ્વમેધ આદિ યજ્ઞોને પણ યજ્ઞ કહેછે

કે જેમાં વિદ્વાન બ્રાહ્મણોનો સત્કાર થાયછે.

૩૦ **સ**—કર્મ કોને કહેવાં ને તે કેટલા પ્રકારનાંછે?

**જ**—મનથી, ઇન્દ્રિથી, કે વાચાથી થતાં કાર્ય માત્ર તે કર્મ કહેવાયછે. અને તે ત્રણ પ્રકારનાંછે. જે વર્તમાન સમયમાં કરાય છે તેને ક્રિયમાણ કહેછે. તે 'ક્રિયમાણ' ના સંસ્કાર ભોગવવાથી શેશ રહેછે તે 'સંચિત' ને જે પૂર્વના કામોથી સુખ-દુ:ખાદિ ભોગ વાયછે, તે પ્રારબ્ધ.

૩૧ **સ**—પુરૂષાર્થ એટલે શું?

**જ**—શાસ્ત્રોમાં કહેલી રીતી પ્રમાણે સદાચરણથી જે કર્મ કરવાં અને તેમાં આળસ બીલકુલ ન આવવા દેવી. પ્રાબ્ધ ઉપર આધાર રાખવા કરતાં પુરૂષાર્થ કરવો વધારે અગત્યનોછે. કેમકે પુરૂષાર્થથીજ પ્રારબ્ધ બંધાયછે. માટે જેમ બને તેમ પુરૂષાર્થ કરવો પૂરૂષાર્થમાં પણ કે-

•

કલાક બેદછે. તે એ કે 'શ્રેષ્ટ' ને 'કનિષ્ટ' સત્યમાર્ગથી જે કાંઈ સંપાદન કરવામાં આવેછે, કે પરોપકારાર્થે ખર્ચ કરવામાં આવેછે. કે સદવિદ્યાદિ ભણવા ભણાવવામાં જે પુરૂષાર્થ કરવો તે શ્રેષ્ટ છે. ને તેના વિરૂદ્ધ ( જુઠું બોલવું, ચોરી કરવી, દગાઈ કરવી, કે એવાજ કામો )માં જે કાંઈ કરવામાં આવે તે કનિષ્ટ એટલે ધિક્કારવા યોગ્યછે.

૩૨ **સ**—સદાચાર એટલે શું ?

**જ**—જે નિતીયુક્ત, પ્રતક્ષાદિ પ્રમાણોથી સત્ય કે અસત્યનો નિશ્ચય કરીને કરવામાં આવેછે અને જેનાથી કોઈ પણ પ્રાણી માત્રને દુઃખી કરવાની આશા નથી. તેમ જે ઋષિ મુનિયોના લેખકે ધર્મ પુસ્તક વેદ વિરૂદ્ધ નથી તેને સદાચાર કહેછે અને આથી વિરૂદ્ધ વર્તાવને અનાચાર કહેછે.

૩૩ સ—ગુરૂ કેવા જોઇએ?

જ—પ્રથમ માતા, પિતા, સત્ય ગ્રહણ કરાવનારને, અસત્યને છોડાવનાર, સુશિક્ષક, ગુરૂ કહેવાયછે.

૩૪ સ—શિષ્ય કોને કહેછે?

જ—શિષ્ય જે આચાર્યની આજ્ઞાપાળનાર સત્યશાસ્ત્રને ભણવાની ઇચ્છાવાળો, ધર્મયુક્ત, અને ભણવામાં યોગ્ય હોય તેને શિષ્ય કહેછે.

૩૫ સ—આચાર્ય એટલે શું?

જ—જે સર્વ સત્યવિદ્યાઓને જાણીને વેદ વેદાંગ શાસ્ત્ર કે એવીજ બીજી ઉપયોગી વિદ્યાનો ભણાવનાર, જે નિષ્કામનાથી વિદ્યાદાન કરેછે તેને આચાર્ય કહેછે.

૩૬ સ—પંડિત કોને કહેવો?

જ—જે વેદોને અથવા વેદાંગને ભણાવતો હોય અને યજમાનનો શુભેચ્છક હો-

ય, તેમ શાસ્ત્રોમાં કુશળ હોય તેને પંડિત કહેછે.

૩૭ સ—અતિથી કોને કહેવો?

જ—જેના આવવા જવાની નક્કી તિથિ નથી, અને જે સર્વ પ્રકારની લાલચોને ત્યાગ કરી પ્રાણી માત્રના કલ્યાણાર્થે સત શાસ્ત્રનો ઉપદેશ કરતો હોય અને સ્થાઇ ન હોય તેને અતિથિ કહેછે.

૩૮ સ—આપ્ત કોને કહેવો?

જ—જે યથાર્થ વક્તા, ધર્માત્મા, સર્વ સાધારણના કલ્યાણાર્થે પ્રયત્ન કરતો હોય અને પોતાની કામનાઓની તૃપ્તિ કરવા કરતાં પરમાર્થ વધારે ચહાતો હોય તે આપ્ત કહેવાયછે.

૩૯ સ—પુજા કોને કહેવી?

જ—સત વિદ્યા યુક્ત પુરૂષોનો યોગ્ય સત્કાર, અને અતિથિનું પોષણ એને પુજા કહેછે.

૪૦ **સ**—પંચાયતન પુજા કોનું નામ?

**જ**—પોતાના માતા પિતા ગુરૂ **આચાર્ય અને** આપ્ત પુરૂષો તેમજ અતિથિનું સનમાન કરવું અને તેમનું યથા શક્તિ **પાલણ** પોષણ કરવું તથા પરમેશ્વરની **આજ્ઞાનું** સારવર્ત્તવું એનું નામ પંચાયતન **પુજા** કહેવાયછે.

૪૧ સ—ચૈતન્ય અને જડની વ્યાખ્યા કરો?

જ—જેમાં જીવછે ને જે જ્ઞાન યુક્તછે તેને ચૈતન્ય કહેછે. ને જેમાં જ્ઞાનાદિ હાલન ચાલન ગુણો નથી તે જડ કહેવાયછે.

૪૨ સ—ભાવના તે શું?

જ—જે વસ્તું જેવી હોય તેવીજ નિશ્ચય પુર્વક જાણવી, અને તેમાં કાંઈ પણ સંશય કે ભ્રમણા રહે તેનું નામ ભાવના

૪૩ સ—સર્વહિત એટલે શું?

જ—જેમાં સર્વ જાતનું ભલું થનારછે, એ-

વા કાર્યમાં તન મન ધનથી મદદ કરવી તેને સર્વહિત કહેછે.

૪૪ સ—માયા કોને કહેછે?

જ—પોતાનાંકાર્ય સાધવા બીજાઓ સાથે છળ કપટ કરવો અથવા વિશ્વાસઘાત, દંભ કે અહંકારમાં ઉદ્ધત રહેવું તેને માયા કહેછે.

૪૫ સ—પરિક્ષા તે શું?

જ—પરિક્ષા પાંચ પ્રકારનીછે. તેમાંની પ્રથમ જે ઇશ્વર તેના ગુણ કર્મ સ્વભાવ, અને વેદ વિદ્યા, બીજી પ્રતક્ષાદિ આઠ પ્રમાણ ત્રીજી સૃષ્ટિ ક્રમ ચોથી આપ્ત પુરૂષોનો વ્યવહાર પાંચમી આપણા પોતાના આત્માની વિદ્યા, આ પાંચ પ્રકારની પરિક્ષાથી સત્યાસત્યનો નિશ્ચય કરીને સત્યનું ગૃહણને અસત્યનો ત્યાગ તે પરિક્ષા.

૪૬ સ—વર્ણ એટલે શું? અને તે કેટલા પ્રકારનીછે?

૪—ગુણ કર્મની યોગ્યતાથી જે ભોગવાયછે. તેને વર્ણ કહેછે. અને તે આર્ય શાસ્ત્ર પ્રમાણે ચારછે. ૧ બ્રાહ્મણ—ભણવું ભણાવવું યજ્ઞ કરવો કરાવવો દાન લેવું ને આપવું આ ૬ લક્ષણ પતિગ્રહ: હમણાના છે પરંતુ " પ્રતિગ્રહ પ્રત્યવર: " એમનું વચનછે અર્થાત પ્રતિગ્રહ એ નીચ કર્મછે. મનમાં ભુરા કાર્યની ઇચ્છા પણ ન થવા દેવી અને તેને અધર્મમાં પ્રવૃત્ત ન થવા દેવું આંખ કાન ને એવી બીજી ઇંદ્રિઓને આડે માર્ગે જતા રોકવી એટલે ખોટો વિચારસરખો પણ કરવો નહી. ને જીતેંદ્રિય રહેવું. અને ધર્માનુષ્ટાન કરવું તથા વેદ, ઇશ્વર, મુક્તિ પુર્વોપરજન્મ ધર્મ, વિદ્યા, સત્સંગ, માતાપિતા આચાર્ય અને અતિથીઓની સેવાકરવી અને નિંદા ન કરવી;

એ બ્રાહ્મણોના મુખ્ય કર્મછે. (૨) ક્ષત્રી ન્યાયથી પ્રજાની રક્ષા કરવી વિદ્યા અને ધર્મની પ્રવૃત્તિને માટે સુપાત્રની સેવામાં ધનનો વ્યય કરવો અગ્નિહોત્રાદિક કર્મ કરવા વેદાદિશાસ્ત્રોનું ભણવું અને જીતેં-દ્રિય રહી શરીર અને આત્માથી બલ-વાન રહેવું અને શસ્ત્રોથી યુદ્ધ કરવામાં એકલાએ પણ ભય ન માનવો તેજસ્વી, ધૈર્યવાન, રાજા ને પ્રજાના ધર્મસબંધી ચતુર યુદ્ધમાં પણ દૃઢ નિશ્ચય યુક્ત, દાન, ઈશ્વર ઉપર ભાવના, પક્ષપાત રહીત સર્વ સાથે યોગ્યતાથી બર્તવું, પ્ર-તિજ્ઞા પૂર્ણ કરવી આ લક્ષણો ક્ષત્રીના છે. (૩) વૈસ્ય ગૌ આદી પશુઓનું પાલન કરવું વિદ્યા ધર્માદિની વૃદ્ધિને માટે ધનાદિનું દાન કરવું, અગ્નિહોત્રાદિ યજ્ઞ કરવાં વેદાદિ શાસ્ત્રોનું ભણવું સર્વ

પ્રકારના વ્યાપાર કરવા, ખેતી કરવી એ વૈસ્યોના ધર્મ છે. (૪) શૂદ્ર બ્રાહ્મણ ક્ષત્રીને વૈસ્યોની સેવા યથાયોગ્ય કરવી, અને નિંદા ઇર્ષ્યા, અભિમાનઆદિનો ત્યાગ કરવો એ શૂદ્રના લક્ષણછે.

૪૭ **સ**—વર્ણવ્યવસ્થા શાથી થયેલીછે?

**જ**—જગત્તની ઉત્તપત્તિ સમયે ઇશ્વરે સર્વ મનુષ્યને એકત્ર ઉત્તપન્ન કર્યા પણ તેમના ગૂણ, કર્મ, સ્વભાવ કે જે આગળ આજ પુસ્તકમાં લખવામાં આવ્યા છે તે પ્રમાણે જે માણસ જેવો વર્તાવકરે તેવોજ તે થાયછે. નહીં કે શૂદ્ર કુળમાં ઉત્પન્ન થવાથી તે શૂદ્રજ રહે પણ જો તેના બ્રાહ્મણ જેવા લક્ષણ હોય તો તે બ્રાહ્મણપદને પ્રાપ્ત કરી શકે છે. અને તેજ પ્રમાણે ક્ષત્રી વૈસ્યાઆદિ પણ થઈ શકેછે. તેમજ નીચ કર્મનો કરનાર

બ્રાહ્મણ યોનીમાં જન્મ્યા છતાં પણ શૂદ્ર ગતિને પ્રાપ્ત થાયછે. આથી સિદ્ધ થાય છે કે ગુણ કર્મ સ્વભાવને લઇને વર્ણ-વ્યવસ્થા થયેલીછે.

૪૮ **સ**—આશ્રમ એટલે શું? અને તે કેટલાછે?

**જ**—જેમાં રહીને જન્મથી મરણપ્રર્યંત વેદોક્ત આજ્ઞા અનુસાર કાર્ય કરાય તેનું નામ આશ્રમ છે. આશ્રમ ચારછે. ૧ બ્રહ્મચર્ય—ઉપનયન સંસ્કાર કર્યા પછી વિદ્યા પ્રાપ્તિને માટે ગુરૂને ત્યાં રહી વીર્ય-વૃદ્ધિ કરવી. શાસ્ત્રમાં તેનો વખત ૭ થી ૨૫ કે છેવટમાં છેવટ ૪૮ વર્ષ સુધીનો ઠરાવેલો છે. ૨ ગૃહસ્થાશ્રમ—પૂર્ણ વિદ્યા-યુક્ત બ્રહ્મચર્ય પાળ્યાબાદ સુખાર્થ ગ્રહ-સ્થાશ્રમમાં આવી સંતાન ઉત્પત્તિ કરવી, તેને ગૃહસ્થાશ્રમ કહેછે. ૩ વાન-પ્રસ્થ—મનાદિ ઇંદ્રિયોને સ્વાધિન કરવી

તથા શાસ્ત્રાદિનું મનન કરવાનો સમય તે. વાનપ્રસ્થને પ્રાણીમાત્રનો ઉપકાર કરવો ને માયાઆદિનો ત્યાગ કરી સત્ય ધર્મનો ઉપદેશ કરે તે સન્યસ્ત ધર્મ કહે-હેવાયછે.

૪૯ **સ**—ઉપનયન સંસ્કાર એટલે શું અને તેનો અધિકાર કોનેછે ?

**જ**—બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય જાતિના બાલકને ઉપનયનસંસ્કાર કરાવી તેને દ્વિજકરવો તે ઉપનયન સંસ્કારનો સમય બ્રાહ્મ-ણને આઠમે વર્ષ, ક્ષત્રીને અગ્યારમે વર્ષ અને વૈસ્યના બાલકને બારમે વર્ષ યજ્ઞોપવિત્ત સંસ્કાર કરે; આ સંસ્કારને જ ઉપનયન સંસ્કાર કહેછે. અને તેનો અધિકાર શુદ્ર શીવાય દ્વિજ જાતિને છે.

૫૦ **સ**—સંધ્યા કોને કહેછે તથા તેનો સમય ક્યારે છે ?

**જ**—સૂર્યોદય અને અસ્તના સમયે ઇશ્વરોપાસના "પ્રાણાયામ અગ્નિહોત્રાદિ" નિત્યકર્મને સંધ્યા કહેછે.

૫૧ **સ**—ગાયત્રી મંત્રનો અધિકાર કોનેછે.

**જ**—બ્રાહ્મણ, ક્ષત્રી, અને વૈશ્ય જે કે યજ્ઞોપવિત સંસ્કાર પશ્ચાત દ્વિજ કહેવાય છે તે દરેકને ગાયત્રી મંત્રનો અધિકારછે.

૫૨ **સ**—વિવાહનો સમય કયોછે?

**જ**—પુરૂષને પચીસ વર્ષ પછી અને સ્ત્રીને સોળ વર્ષ પછી વિવાહનો અધિકાર છે.

૫૩ **સ**—ઉત્તમમાં ઉત્તમ લગ્ન કયા પ્રકારનુંછે?

**જ**—વીવાહ આઠ પ્રકારનાછે ( બ્રાહ્મ, દૈવ, આર્શ, પ્રાજાપ્રત્ય, આસુર, ગાન્ધર્વ, રાક્ષસ અને પિશાચ.) પણ તેમાંના ચાર પ્રકારના એટલે બ્રાહ્મ, દૈવ, આર્શ અને પ્રજાપત્ય એ ઉત્તમ છે.

૫૪ **સ**—બાળલગ્ન અટકાવવાનું શું કારણછે?

જ—નાની વયમાં લગ્ન કરવાથી ઘણાં નુકશાન થાયછે જેમકે બ્રહ્મચર્યનું પૂર્ણ નહી થવું, અને તેથીજ વિદ્યાભ્યાસ પણ પૂર્ણ થઈ શકતો નથી અને વીર્ય પક્વ નહી હોવાને લીધે તેનાથી જે સંતતિ થાયછે તે નિર્બલ અને નિસ્તેજ થાયછે. અથવા તે ગર્ભાશયની અપૂર્ણતાને લીધે જન્મતાંજ મરણ પામેછે. અને ઉછરેછે તો તે રોગી કે નિર્માલ્ય થાયછે. તેટલાજ માટે બાળલગ્ન અટકાવવાની અગત્ય છે.

૫૫ સ—ઈશ્વર પ્રણીત પુસ્તક તે શું અને તે કેવા હોવા જોઈએ ?

જ—સૃષ્ટિની આદિમાં ઈશ્વર ઈચ્છાથી પ્રગટ થયેલા પુસ્તક વેદછે. અને તે ચાર છે. ઋગ્વેદ, યજુરવેદ, સામવેદ, અથર્વવેદ. આ પુસ્તકો ઈશ્વર પ્રણીત એટલા-

જ માટે છે કે તેમાં સૃષ્ટિ ક્રમવિરૂદ્ધ કંઈ પણ જોવામાં આવતું નથી તેમ તે સૃષ્ટિના આદિમાં બનેલાંછે તેનું કારણ એ કે તેમાં કોઇનો ઇતિહાસ નથી. તેમજ આ જગત્તમાં આવતી કોઇ પણ ભાષામાં તે લખાયલા નથી તેમાં કોઈ પણ પ્રાણીની હિંસાને માટે કહેલું નથી. આ કારણોથી તે ઇશ્વર દત ગણાયછે તેમજ ઋગવેદમાં જીવ અને ઇશ્વર સબંધી તથા તમામ સંસારીક કાયદાનું વર્ણન કરેલુંછે. તથા યજુરમાં યજ્ઞ તથા કલા કૌશલ્ય વિષે વર્ણવામાં આવ્યુંછે અને સામ વેદમાં ગાયન સંબધી વિદ્યા વર્ણવી છે. તેમજ અથર્વ વેદ તે ત્રણે વેદોની શંકા સમાધાની તથા પદાર્થવિદ્યાનું જ્ઞાન સૂચવેલું છે.

૫૬ **સ**—ઉપવેદ કેટલાછે. ?

જ—આર્યુવેદ જે વૈદિક વિદ્યાથી ભરપૂરછે. ધર્નુવેદ જેમાં શસ્ત્ર તથા રાજકીય બાબતો છે. ગાંધર્વવેદ જેમાં ગાયન સબંધી વિદ્યાનું વર્ણન છે.

૫૭ સ—વેદાંગ એટલે શું ?

જ—વેદાંગ છ છે. તેના નામ. શિક્ષા, કલ્પ, નિરૂક્ત, વ્યાકરણ, છંદ, જોતિષ.

૧ શિક્ષામાં શિક્ષણનું લક્ષણ છે. ૨ કલ્પમાં શ્રષ્ટિ ઉત્પત્તિ વિશેનું વર્ણન છે. ૩ નિરૂક્તમાં વેદના અર્થનું જ્ઞાન છે. ૪ વ્યાકરણ જેનાથી ભાષા શુદ્ધિ તથા ભાષા રચવાની ખરી ખુબી રહેલી છે. ૫ છંદથી કાવ્યાદિનુ જ્ઞાન થાય છે ૬ જોતિષ જેનાથી ભૂગોળ ખગોળનુ જ્ઞાન થાય છે.

૫૮ સ—ઉપાંગ એટલે શું ?

જ—ઋષિ મુનિ પ્રેણીત જે સદ્ શાસ્ત્ર તેને ઉપાગ કહેછે નામ. ૧ સાંખ્ય. ૨ ન્યાય.

૩ વૈશેશિક. ૪ મિમાન્સા ૫ વેદાંત.
૬ યોગ.

૫૯ **સ**—સિદ્ધિકોને કહેછે. ?

**જ**—મનની વૃત્તિને એકાગ્રહ ચિત્તથી ઈશ્વરમાં લીન કરવી તેને સિદ્ધિ કહે છે. તે આઠ છે. ૧ યમ ૨ નિયમ ૩ આસન ૪ પ્રાણાયામ ૫ પ્રતિહાર ૬ ધારણા ૭ ધ્યાન ૮ સમાધિ છે.

૬૦ **સ**—દાન કોને કરવું ?

**જ**—આપ્ત વિદ્વાનો કે જે પ્રાણી માત્રના ભલાને માટે ઉપદેશ કરતા હોય, અતિથિ હોયકે નિરાધાર હોય, જેના શરીરના અવ્યય કામ કરવાને યોગ્ય. (આંધળો, લંગડો પાંગળો વી) નહોય કે જે વૃધા અવસ્થાને લીધે કાંઈ પણ કરી શકતો નહોય, સ્ત્રી, બાલક, કે એવાંજ બીજાં નિરાધારને દાન આપવું યોગ્ય છે,

૫૧ **સ**—દેવ કોને કહેવા?

**જ**—ઇશ્વર એ સર્વ જીવ માત્રનો દેવનો દેવછે. પણ વિદ્વાનો કે જેઓ વેદ વિદ્યાને પુર્ણ જાણનાર હોય, અને મનુષ્ય માત્રના હિતાર્થે કાર્ય કરતા હોય તેને દેવ કહેછે.

૫૨ **સ**—માંસ અને મદ્યપાન શામાટે ઉપયોગ માં ન લાવવા જોઇએ ?

**જ**—માંસ ભક્ષણથી ઘણા ગેર ફાયદાછે. કેમકે પ્રથમ તો જે પ્રાણીનાથી તે ગૃહણ કરવામાં આવેછે તેનો દેહાંત કર્યાપછી પણ થોડાનું પોષણ થાયછે પણ જો તેમનાથી દુધાદિ પદાર્થ મેળવ્યા હોયતો તે ઘણા સમય ચાલેછે ને ઘણાનું પોષણ થાયછે. તેમજ ઘણું કરીને જે પ્રાણીઓના માંસનો ઉપયોગ થાયછે તે અતિ ઉપયોગી પ્રાણીયો હોયછે, માંસ

માં જે તત્વો રહેલાંછે. તે પણ એવાં છે કે તેનાથી ઇશ્વર સબંધી જ્ઞાનની ઇંદ્રિયો ઘણીજ દુર્બળ થઇ જાયછે માટે જે વિદ્વાન ઋષિયોએ તેનો નિષેધ કરેલોછે. અને વૈદિકમાં પણ તેના ભક્ષણાર્થે મના કરેલીછે. મદિરા પાન કરનારને પોતાની શુદ્ધિમાં રહી શક્તિ નથી અને તેથી ઘણાંજ નીચ કર્મ (ચોરી, જારી, આદિ) કરેછે તેમજ તેનાથી થતા ગેરફાયદાથી સર્વ જાણીતા છે તેથી આ જગાએ વધારે વિવેચન કર્યું નથી.

૬૩ **સ**—પુરાણ એટલે શું.

**જ**—પ્રાચિન ઋષિ મુનિકૃત એતરીય આદિ બ્રાહ્મણ ગ્રન્થોને પુરાણીક ઇતિહાસ કલ્પ કે ગાથા કહેછે.

૬૪ **સ**—આર્યોને માનવા લાયક તથા અભ્યાસ કરવા લાયક કયા પુસ્તકોછે.

જ—ચાર વેદ. ૭ શાસ્ત્ર અષ્ટાધ્યાય અને માહાભાષ્ય ( વ્યાકરણ ) અને ૧૦ ઉપનિષદ આ ગ્રન્થો આર્યોને માન્ય કરવા યોગ્ય છે.

૬૫ સ—તમામ વર્ણોને વેદ ભણવા ભણાવવાનો અધિકાર છે?

જ—બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈસ્ય જો વેદનું અધ્યયન ન કરે તો તે શુદ્રતુલ્યછે. તો પણ જો શુદ્ર વેદાદિ શાસ્ત્રોને સારી પેઠે ભણે તો તે બ્રાહ્મણપદને પ્રાપ્ત થાયછે.

૬૬ સ—સ્ત્રી શિક્ષણની શી અગત્યછે ?

જ—જો આર્ય બાળાઓને આર્ય ધર્મસંબધી શિક્ષણ આપ્યું હોય તો તેનાથી તે પોતાના ધર્મ સમજી શકે. બાલ્યઅવસ્થામાં પોતાના માબાપ, અને સંસારમાં પ્રવેશ કર્યા પછી તેમાં કેમ વર્તવું તે શાસ્ત્રોક રીતી અનુસાર જાણી શકે અને

તેમને સંતતિ થાય તેને પણ ધર્મસંબંધી તથા સદાચરણ સંબધી ઉત્તમ જ્ઞાન આપી શકેછે આ અને આવા અનેક કારણોને માટે સ્ત્રીઓને શિક્ષણ આપવાની અગત્યછે.

૬૭ **સ**—ઉપાસના કોની કરવી ?

**જ**—માત્ર એક અદ્વિતીય પરમેશ્વરની.

૬૮ **સ**—અગ્નિ, વાયુ, ઈંદ્ર વિગેરે નામો કોનાછે

**જ**—પરમેશ્વરના તેના કાર્ય રૂપમાં અસંખ્ય નામછે. અને તેનાજ આ પણછે.

૬૯ **સ**—ઇશ્વર જન્મ લેછે કે નહી. ?

**જ**—ઇશ્વરને જન્મ લેવાની જરૂર નથી કારણ તે અનાદિ અને અજન્મા છે તેમજ તે ત્રણે કાળમાં પૂણ છે માટે ઇશ્વરના જન્મમરણ સબંધી શંકા કરવી તે ભુલ ભરેલી છે.

૭૦ **સ**—જીવની ઉત્તપત્તિ છેકે નહી?

જ—જીવ અનાદિ છે. તેથી તેની ઉત્પત્તિ નથી તેમ તેનો નાશ પણ થતો નથી.

૭૧ સ—જીવની ગણત્રિ મનુષ્ય કરી શકેછે ?

જ—મનુષ્ય અલ્પજ્ઞ છે તેથી તે તેની ગણત્રિ કરી શકતો નથી. તે ઇશ્વરની ગણત્રિમાં છે કેમકે ઇશ્વર સર્વજ્ઞ છે.

૭૨ સ—ઇશ્વર અને જીવ એક છે કે જુદા ?

જ—જીવ ઇશ્વરથી પૃથક છે.

૭૩ સ—જીવ મોક્ષ વખતે ઇશ્વરમાં મળી જાયછે?

જ—ના. તે કેટલોક વખત સ્વતંત્ર રહી. કર્મફલ અનુસાર પછી પાછો જન્મ લેછે.

૭૪ સ—જીવ સર્વજ્ઞ છે કે અલ્પજ્ઞ ?

જ—જીવ અલ્પજ્ઞછે.

૭૫ સ—એક જીવ એકજ વખતે એકથી વધારે શરીરમાં પ્રવેશ કરી શકેછે ?

જ—ના, તે એક વખતમાં એકજ જગ્યાએ જન્મ ધારણ કરી શકેછે.

૭૬ **સ**—પુરૂષ, સ્ત્રી, વ્યંડલના જીવ એકજ છે કે જુદા જુદા ?

**જ**—કર્માનુસાર જીવ દરેક યોનીમાં જન્મ લેછે પુરૂષ સ્ત્રી વ્યંડલનું કે પ્રાણીમાત્રના જીવોમાં કાંઈ ફેર નથી. પણ ફળ ભોગતા પ્રથક દેખાય છે.

૭૬ **સ**—જીવ સ્વતંત્ર છે કે પરતંત્ર ?

**જ**—તે પોતાના કર્મ કરવામાં સ્વતંત્ર છે પણ તેના ફલ ભોગવવાને પરતંત્ર છે. અને ફલનો આપનાર ઈશ્વરછે.

૭૭ **સ**—જીવના ગુણ અનાદિ છે કે આદિ ?

**જ**—ના, તે આદિ નથી પણ અનાદિછે.

૭૮ **સ**—સુખ દુઃખનો ભોગતા જીવછે કે શરીર ?

**જ**—સુખ દુઃખનો ભોગતા જીવછે કેમકે શરીર પંચમાહાભૂતથી બનેલું છે અને તેનામાં જાણવાપણુ નથી.

૭૯ **સ**—મોક્ષ થયેલો જીવ ફરી જન્મ લેછે ?

જ—અમુક સમય મોક્ષસુખ ભોગવ્યા પછી તે ફરીથી કર્માનુસાર શરીર ધારણ કરેછે.

૮૦ સ—વૃક્ષાદિમાં જીવ છે?

જ—વૃક્ષાદિમાં પણ જીવાત્માછે.

૮૧ સ—જો માબાપ કે આચાર્ય ધર્મ વિરૂદ્ધ કરવા કહેતો તે કરવું કે કેમ?

જ—વેદ વિરૂદ્ધ જે કંઈ કહેવામાં આવે તે કરવું યોગ્ય નથી.

૮૨ સ—વ્યભિચાર એટલે શું.?

જ—વિવાહીત સ્ત્રી સિવાય કોઇપણ બીજી સ્ત્રી સાથે ગમન કરવું, પોતાની સ્ત્રીને પણ રૂતુ પ્રાપ્ત થયાવિના વિર્યદાન કરવું, તથા વિર્યનો ઘણો નાશ કરવો, કે મનથી પણ કોઇના તરફ ખોટો વિચાર કરવો આ વ્યભિચાર કહેવાયછે. વિર્યના ના

શથી શારિરક અને માનસિક શક્તિમાં જે ઘટાડો થાયછે, તે મોટામાં મોટી હાનીછે, તે સિવાય એવાં દુષ્ટ કર્મ છાનાં રહેતાં નથી, જેથી જન સમુહમાં કોઈ તેનો વિશ્વાસ કરતું નથી, પણ દરેક સદ્પુરૂપ આવી વૃતિવાળા સ્ત્રી પુરૂષને ધિક્કારેછે. માટે તે ત્યાગવા યોગ્યં છે.



# "ओ३म्"

## ॥ अथ वर्णव्यवस्था ॥

आदोकृतयुगेर्णो नृणाहंसइतितारित:

कृतकृत्या प्रजाजात्या तस्मात कृतयुगंविदु:

ભાવાર્થ—પ્રથમ સૃષ્ટિની ઉત્પત્તિ સમયે સર્વ લોક એકજ હતા, જેને હંસ કહેતા, પરંતુ પછી કર્મ ભેદથી ચારવર્ણ થયા, આ ઉપરથી સિદ્ધ થાય છે કે જાતી વસ્તુત: ભેદ નથી કેમકે જગત બ્રાહ્મ છે ને તે સર્વનો કર્ત્તા ઈશ્વર છે. પણ કર્મથી ભેદ માત્ર થયેલા છે. આને માટે આર્ય ગ્રંથોમાં ઘણાં પ્રમાણ છે.

चातुर्वर्णमयासृष्टंगुणकर्म विभागश: (भगवद्गीता)

આથી એજ સિદ્ધ થયું કે ગુણ કર્મથી વર્ણવ્યવસ્થા થયેલી છે. ચારવર્ણમાં બ્રાહ્મણ તે શ્રેષ્ટ ક્ષત્રી, વૈશ્ય, શૂદ્ર આ પ્રમાણે નિર્માણ

કરવામાં આવ્યું છે. હવે બ્રાહ્મણ કોને કહેવો તે જુઓ.

ક્ષાંન્તી આદિ ગુણોથી યુક્ત, દંડ અને આમિષ ભોજન જેણે ત્યાગ કર્યું છે, પ્રાણી માત્રની હિંસા કરતો નથી, નિષ્કપટતાથી વેદવિદ્યાનો જાણનાર પ્રીતિથી વિદ્યા ભણાવનાર, અગ્નિહોત્રાદિ યજ્ઞ કરાવનાર, દાન આપનાર અને લેનાર* પરાયા દ્રવ્યને, રસ્તામાં હો કે ગૃહમાં હો પણ વગર આપે લેતો નથી, ક્રૂર સ્વભાવને ત્યાગેલો, મમતા અને પરિગૃહરહિત, જે વ્યક્ત બંધનથી સદા ચાલે છે જે સદા બ્રહ્મચારી[1]

*દાન લેવું એ નિચ કર્મ છે માટે યજ્ઞ કરાવીને કે વિદ્યા ભણાવીને પોતાની જીવીકા ચલાવવી ઉત્તમ છે.

[1]બ્રહ્મચારી—નિયતકાળ ( ૮થી લઈને ૪૮-૪૪-૪૦-૩૬-૩૦-૨૫ વર્ષ સુધી )માં વિદ્યાધ્યનયન સાથે વિર્ય રક્ષા કરે અને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યા પછી પણ ઋતુદાન સિવાય વિષય ભોગની આસક્તિ ન કરે તે બ્રહ્મચારી કહે છે—

છે, સત્ય, દયા, ઇન્દ્રિય નિગ્રહ, ને તપ એ બ્રાહ્મણોનાં મુખ્ય કર્મ છે. તેમજ પૃથ્વિથી લઇને પરમેશ્વર પર્યંત પદાર્થોને જાણવું; ક્રિયાઓમાં કુશલતા, યોગ્યાભ્યાસ, પરમેશ્વર, વેદ, ધર્મ, પરલોક, પુનર્જન્મ, કર્મફલને મુક્તિથી કદી વિમુખ ન થવું, એ કર્મોયુક્ત અને સર્વ ગુણોમાં શ્રેષ્ઠ જે વ્યક્તિયોમાં સર્વથી ઉત્તમમાં ઉત્તમ હોયછે તેજ બ્રાહ્મણ કહેવાયછે. અને તેમનેજ બ્રાહ્મણ કહેવા જોઇએ. અન્યથા નહીં. બ્રાહ્મણ કુલમાં જન્મ લેવાથી બ્રાહ્મણ થતો નથી. તેમ શૂદ્રકુલમાં જન્મ થયાથી તે શૂદ્ર છે એમ કહેવાય નહીં. મહાભારતના શાંત્તીપર્વમાં ઉમા માહેશ્વર સંવાદમાં કહ્યુંછે, કે શુદ્ધાચર્ણથી શૂદ્ર બ્રાહ્મણ થઈ જાયછે, ક્ષાત્રધર્મ યુક્ત હોવાથી જાતિ ક્ષત્રીત્વને પામેછે. કર્મોના ફલથી નિચ જાતિ અને વૈસ્ય કુલોત્પન્ન શૂદ્ર પણ આગમ સંપન અને સંસ્કાર વિશેષ્ટ બ્રાહ્મણ

થઇ જાયછે. સર્વ સંકર ભોજન અસચ્ચરિત્ર બ્રાહ્મણ પણ બ્રાહ્મણત્વને ત્યાગ કરીને એજ પ્રમાણે શૂદ્રત્વને પ્રાપ્ત થાયછે. માટેજ શુદ્ધ કર્મનો કરનાર ગમે તે જાતિમાં ઉત્પન્ન થયા છતાં બ્રાહ્મણજ કહેવાયછે. માત્ર નામપરથી બ્રાહ્મણ થઇ શકે નહિ. કારણ આજ કાલ જેમ કહેવાઇ રહ્યું છે કે—'ब्रह्म वाकयं जनार्दनः અર્થાત્ બ્રાહ્મણ જે બોલે તે ઇશ્વર વાક્ય પણ તે ક્યારે કે 'ब्रह्म जनाति ब्राह्मणाः' જે ઇશ્વરને પૂર્ણ રીતે જાણેછે. તેને જ બ્રાહ્મણ કહેછે. જન્મથી કદાપી નહિ, વેદાદિ શાસ્ત્રોથી માલમ પડેછે કે બ્રાહ્મણ સર્વથી શ્રેષ્ટ જાતિછે. તો દેખાઈ આવેછે કે.

ब्राह्मणोस्य मुखमासी द्बाहू राजन्यः कृतः ।
उरु तदस्य यद्दैशयः पद्भयो ँ शूद्रो अजायत ॥

આ મંત્રનો અભિપ્રાય એ છે કે આપણા આખા શરીરમાં મુખ તે સર્વથી શ્રેષ્ઠછે તેમજ ઇશ્વર મુખરૂપ જે પૂર્ણ જ્ઞાનનો સૂર્ય વેદ તેનો

જાણનાર બ્રાહ્મણ તેથી તેને મુખની ઉપમા આપીછે. અને તે કારણથી બ્રહ્માને આપણે ચતુર્મુખી કહીએ છીએ કારણ તેને ચારે વેદનું જ્ઞાન હતું. ક્ષત્રીને બાહુની ઉપમા આપવાનું કારણ એજ છે કે, બાહુબળથી પ્રજાનું રક્ષણ કરવું. વૈસ્ય જે ઉરના બળથી વિદેશ ગમન કરી અન્ય દેશની કળા, કૌશલ્ય, ખેતી, વ્યાપારાદિથી જાણીતા થવું, અને શુદ્ર જે વિદ્યા ગ્રહણ કરવાને અશક્તછે, તો તે ઉપરની ત્રણે વર્ણની સેવા કરે તો તેને પગની ઉપમા આપવામાં આવી છે વળી દ્વિજ જાતિનો વિશેષ ધર્મ આ છે કે—

विप्रो व्रक्षस्य मूल च संध्या: वेदा शाखा धर्म
कर्माणि पत्रं
तस्मान्मूलयान तोरक्षणायं, छिन्न मूल
नत्र शाखा न पत्रं

દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય) રૂપ તરૂના મુળ-રૂપ સંધ્યાછે, વેદ શાખાછે, ધર્મ અને કર્મ પત્ર છે; માટે મુળનું જેમ બને તેમ યત્ને રક્ષણ કરવું. નહિ તો મુળનો નાશ થવાથી શાખા અને પત્ર કાંઇ રહેનાર નથી. માટે સંધ્યાદિ નિત્ય કર્મ દ્વિજ જાતિએ હમેશાં કરવાં જોઇએ જે દ્વિજના ગ્રહમાં ષટ્ કર્મ થતાં નથી તેનું ગ્રહસ્મશાન-વત છે. અને મુખચંડાલના જેવું છે. જે દ્વિજ ષટ્ કર્મ કરતો નથી, તેને દ્વિજ જાતિથો બાહ્ય એટલે શુદ્રમાં ગણવો હાલના દ્વિજો કે જેઓ પ્રતિગ્રહ (દાન) ભોજન, આદિ કરવાથી કેવી સ્થીતિમાં આવી ગયા તે જુઓ.

हस्ते ताम्र घटी जले प्लुत जटीस्कंधेच जीर्णापटी ।
दर्भन्यस्त कटी सदा चटपटी सौख्यंन चैकाघटी ॥
कोजातः कुतमो मृतो म्रत दीनं कस्यापि नश्रुयते ।
हन्तै वंपरिः पिण्डतः कलियुग मामंत्रयति ब्राह्मणाः१।

અફસોસ! આજના બ્રાહ્મણના હાથમાં તાં-

બાનું પાત્ર પાણીથી શીખા ( ચોટલી ) ભીની હાથમાં કુશા (ઘાસ, દર્ભ) અને ખાંધપર એક મેલુ વસ્ત્ર નાંખી પાવડીપર ચઢી ઘેર ઘેર ભમેછે, અને સોધ કરેછે કે આજ કોણ મર્યું, કોણ જન્મ્યું, અને કોણ ધર્મ ભ્રષ્ટ થયુંકે જેનું પ્રાશ્ચિત કરાવી પોતાનું પેટ ભરીએ, અથવા પોતાની જાતિનો કરીએ; પંડિતો વિચાર કરે છે કે હાય! કલિયુગમાં આવા બ્રાહ્મણો થઈ ગયાં ! ! ! અફસોસ! હાય! ભારતભૂમિ, તારાપર જે મહાનરૂષિ મુનિયો બ્રહ્માઆદિ થઈ ગયા તેની નાસ્મિક સંતતિ આજ કર્મ ભ્રષ્ટ થઈ અધોગતિને પ્રાપ્ત થઇછે. તો કાંઈ દયા કરી તેમના શૂન્ય થયેલા હૃદયપર પૂર્ણ તારા વેદનો પ્રકાશ કર.

**ક્ષત્રી—**

प्रजानां रक्षणंदान मिज्याध्ययनमेवच
विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः

ન્યાયપૂર્વક પ્રજાનું રક્ષણ કરવું, નિરપક્ષપાતથી

શ્રેષ્ટ પુરૂષોનો સત્કાર અને દુષ્ટ મનુષ્યોને ધિ-કારવા, આવી રીતે સર્વેનું પાલન કરી, ધર્મવૃદ્ધિ કરવી. તેમજ સુપાત્રોને વિદ્યાનું દાન કરવામાં હમેશાં ધનનો વ્યય કરવો, અગ્નિ હોત્રાદિયજ્ઞ કર્મ કરવાં, તેમજ વિશય ભોગને જીતી વેદાદિ ષટ્ શાસ્ત્રોનો પૂર્ણ અભ્યાસ કરવો. મનની ચાંચલ્યતાને અસ્વની લગામની સમાન હાથ રાખી પૂર્ણ બ્રહ્મચર્ય પાળવું કે જેથી રામચંદ્ર, લક્ષ્મણ, અર્જુન, કર્ણ, અભિમન્યુ, આદિના સમાન કીર્તિ જગમાં પ્રસરે.

ક્ષત્રીયોના જે રાજ્ય સબંધી આઠ કામ છે તે—

दुष्ट निग्रणंदान प्रजायाः परिपालनम्
यजनंराज तूयादेः केशानांन्यायतोऽर्जतम्
करदी करणंराज्ञां रिपूणां परिमर्दनम
भूमे रुपार्जनं भूयो राजवृत्तं तुचाष्टधा

* સર્વ દાન કરતા વિદ્યાદાન શ્રેષ્ટ ગણ્યું છે. અને તેથીજ આર્તવર્ષનું શ્રેયછે.

૧. દુષ્ટને દંડ આપવો ૨. સુપાત્રને ધન આપવું. ૩ પ્રજાનું પાલન કરવું. ૪. રાજ્ય સુયશ કરવા. ૫ ન્યાયથી ધનને મેળવવું. ૬ બીજા રાજાઓને ખંડણી આપતા કરવા (ચક્ર વૃત્તિ રાજા કહેવડાવવું) ૭ શત્રુઓનો સંહાર કરવો. ૮ પૃથ્વી (રાજ્ય)માં વારંવાર વધારો કરવો.

नटगायक गणिकाम ल्लषण्ढाल्यजातिषु
योऽतिमक्तोनृपोनिन्द्यःसहिशत्रुमुखेस्थितः

જે રાજા (ક્ષત્રી) નટ, ગવૈયા, ગણિકા, મલ્ર, નપુશક, અને બીજી એવી હલકી જાતિપર પ્રેમ રાખેછે. તે રાજા નિંદાને પાત્ર અનેતે શત્રુના મુખમાં ઉભોછે એમ જાણવું. તેને પોતીકા કર્મથી ફરતાવાર લાગતી નથી.

मृगयाक्षास्तथापानंगर्हितानिमहाभूजाम्
दृष्टास्तेभ्युस्तुविपदोपाण्डुनैषधविष्णिषु

મૃગયા, દ્યુત, અને મધ્યપાન આ ત્રણ બાબત રાજાઓને ત્યાગ કરવા યોગ્ય છે. કારણકે

તે વિષયમાં અનુક્રમે. પાંડુ, યાદવ, નળને વિપત્તિ પડેલી જોવામાં આવીછે. તે અજાણ નથી તો એવા દુર્ગુણને ત્યાગવા જોઇએ,

कामक्रोधस्तथामोहालोभोमानोमदस्तथा
षड्वर्गमुत्सृजेदेनमास्मिंस्त्यक्तेसुखीनृपः

રાજાઓ કામ, ક્રોધ, લોભ, મોહ, માન, તથા મદ આ છ શત્રુઓનો ત્યાગ કરવાથી સુખી થાયછે. દંડ રાજાનો પુત્ર, જન્મેજય, પુરૂરવ, વાતાપિ, રાવણ, આ રાજાઓ આ છ શત્રુને શરણ થવાથી પોતાનો તેમજ પોતાના કુટુંબનો તેમજ રાજ્યનો નાશ કર્યા હતો. માટે રાજાઓનો ખરો ધર્મછે કે એ શત્રુને પોતાના શરણમાં રાખવા. પ્રતાપી પરશુ રામે અંબરિષ રાજાએ એ રિપુને પોતાના શરણમાં રાખવાથી પૃથ્વીપર લાંબા વખત સુધી રાજ્ય કર્યું.

जितेन्द्रियस्यनृपतेर्नीतिशास्त्रानुसारिणः

भवन्त्युश्चालितांलक्ष्म्यःकीर्त्तियश्च–नभस्पृशः

જે રાજા જીતેંદ્રિય હોય અને નીતિ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તતો હોય તે રાજાની સંપતિ વૃદ્ધિ પામેછે. અને તેની કીર્ત્તિ આકાશનો સ્પર્શ કરેછે. અર્થાત્ સ્વર્ગ સુધી જાયછે.

**વૈશ્ય—**

पशुनां रक्षणं दानाभिज्याध्ययनमेवच।
वणिक्पथं कुसीदं चवैश्यस्यकृषिमेवच ॥

ગાય આદિ પશુઓનું પાલન અને તેની જેમ અને તેમ વૃદ્ધિ, વિદ્યા અને ધર્મની વૃદ્ધિ થવાને ધનનો વ્યય કરવો, અગ્નિ હોત્રાદિયજ્ઞ કર્મ કરવાં, વેદાદિ શાસ્ત્રોને સાંગો પાંગ ( અર્થ સહિત ) ભણવા, વ્યાપાર અર્થે વિદેશ ગમન કરવું; વ્યાજે દ્રવ્ય આપવું પણ એવું નહિ એકના બે. એક રૂપીઓ સો વર્ષ પરિયંત રહેતો બે રૂપીઆથી અધિક કદિ ન લેવું. કૃષિ કર્મ ( ખેતી ) કરાવવી. આ

ઉપરાંત જે વૈસ્ય વર્ગને વાસ્તે ગોપાલનામ અ-પાયું છે, તો ગાય (પ્રાણીઓનું) રક્ષણ કરવું અને તેમના, દુધ, દહીં, ઘી, ઇત્યાદિનો વ્યાપાર કરવો, વળી અધિક નામ સાધુ. કે જેનો વ્યાપાર માત્ર સત્યજ છે અને જેની કીર્તિ આજદીન સુધી જોવામાં આવેછે. એ માત્ર સત્યનો પ્રભાવછે.

**શૂદ્ર**—જે વિદ્યાહિન જેને ભણવાથી પણ વિદ્યા પ્રાપ્ત થતી નથી, શરીરે પુષ્ટને શેવામાં કુશળ બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈસ્ય, આ ત્રણે વર્ણની શેવા કરનાર, અધમબુદ્ધિનો, અને સદાચાર પ્રમાણે નહીં વર્તનારને શુદ્ર કેહેછે.

શુદ્ર કુલમાં જન્મ લેવાથી કાંઇ શુદ્ર થતો નથી. કેમકે. जन्मना जायतेशूद्रः संस्कारादद्विज उच्यते. આ પ્રમાણથી શુદ્ર કુલમાં પેદા થયેલો પણ ઉંચ કર્મને કરતો પુરૂષ ઉંચ ગતિને પ્રાપ્ત કરી શકેછે અને એવા ઘણા દાખલા પ્રાચિન ગ્રંથોથી મળી આવેછે.

एतरेयब्राह्मणनारा ૧૯. માં છે કે ઋષિયો સરસ્વતિના તીરે યજ્ઞ કરતા હતા તે સમયે કવષ નામનો દાશી પુત્રકે જે શુદ્ર હતો તેનો પ્રવેશ તે મંડળમાં થયો, જેથી ઋષિ મંડળે તે પર ક્રોધ કર્યો, પણ તેજ સમયથી તેણે તપ આરંભ્યુ અને આખરે બ્રાહ્મણ થયો. તેમજ छान्दोग्योपनिषदादिमां જાબાલને માટે લખ્યું છે કે જ્યારે ગુરૂને ત્યાં શીખવા ગયો ત્યારે તેને પુછયું કે તું કઈ જાતનો છે. તેણે પોતાની જાતને માટે પોતાની માને પુછી આવી કહ્યું કે મારી મા સ્વેછાએ વર્તતી હતી, જેથી મારે જાત નથી, ગુરૂ તેની સત્ય પ્રીયતાથી પ્રસન થયા, અને કહ્યું તું સત્ય પ્રીય છે માટે તારી જાત હું સમજ્યો. ' તું બ્રાહ્મણ છે, અને આજથી તારૂં નામ ' સત્ય કામ જાબાળ ' રાખ્યું છે. તેમજ ઋષ્યશૃંગ ઋષિ હરિણી (હરણ કરનારની સ્ત્રી ) નો પુત્ર હતો, વ્યાસ પિતા

મહારના ગર્ભથી થયો, વસિષ્ટ મુની વેશ્યાના પુત્ર હતા, આવા અનેક દૃષ્ટાંતોથી સિદ્ધ થાયછે કે મુલથી કોઈ જાત નથી પણ કર્મને આધારે વર્ણ વ્યવસ્થા થયેલીછે. માટે સર્વ સાધારણે એ જ પ્રમાણે ધ્યાન આપવું યોગ્યછે, કારણકે આધુનિક સમયમાં જે જાતિબંધન જોવામાં આવેછે તેથી ઘણા ગેરફાયદા થતા નજરે પડેછે. બ્રાહ્મણ હો કે અન્યવર્ણ હો પણ જો તેના ગુણ કર્મ સ્વભાવ શ્રેષ્ટ હોય તો તે ઉત્તમ છે. પણ બ્રાહ્મણને ત્યાં જન્મ ધારણ કરનારો દુરાચરણી હોય તો તે બ્રાહ્મણ નથી પણ શૂદ્રવતછે. બ્રાહ્મણ, ક્ષત્રી, કે વૈશ્યનો પુત્ર પોતાનીજ વર્ણમાં રહી પુર્વે કહેલાં કર્મને આચરે તો અતી શ્રેષ્ઠતાને પ્રાપ્ત થાયછે. કારણકે તેના માતા પિતાથીજ તે થતું આવેલુંછે. અને ઘણા આધુનિક પ્રમાણોથી સિદ્ધ પણ થયું છે કે ઉત્તમ વર્ણના વિદ્યાર્થીયોથી

કનિષ્ટ વર્ગના જવલેજ વિદ્યા અભ્યાસમાં વધી ગયાછે, તોપણ એમ ન ધારવું કે આથી જે જાતિમાં ઉત્પન્ન થાય, તેમાંજ તેને ગણવો જોઈએ કેમકે એવાં પણ દ્રષ્ટાંત મળી આવ્યાંછે કે કેટલાક બ્રાહ્મણનાજ પુત્રો શૂદ્રત્વને પ્રાપ્ત થયા.

पृषध्रस्तुगुरुगोवधातशूद्रत्वमगमत्

ભાવાર્થ—પૃષધ્ર ગુરૂના પુત્ર ગોવધની વધનથી શૂદ્રત્વને પ્રાપ્ત થયા. આ પ્રમાણે બ્રાહ્મણો વૈશ્ય થયા છે.

नाभागोनेदिष्टपुत्रस्तुवैश्यतागमन्

ભાવાર્થ—નેદિષ્ટના પુત્રના ભાગ વૈશ્ય થયા તેમજ करुशात् कारूशामहाबलाक्षत्रीयात्रमृतु: વૈવસ્ત મનુના પુત્રોમાંથી કરૂષથી મહાબલ ક્ષત્રી થયા, આજ પ્રમાણે એકજ કુલમાં જન્મ પામેલા પણ જુદી વર્ણને પ્રાપ્ત થયા છે.

सुनहोत्रस्यदायादास्त्रय:परमधारमिका:
काशश[illegible]बह्लावेतौत्स्यागृत्समद:प्रभु: ॥

पुत्रोगृत्समदस्यापिशुनकोयस्यशौनकाः ॥
ब्राह्मणाक्षत्रियाश्चैववैश्याःशूद्रास्तथैवच ॥

ભાવર્થ—સુનહોત્રના પરમધાર્મિક ત્રણ પુત્ર કાશ, શલ અને ગૃત્સમદ, ગૃત્સમદનો પુત્ર શુનક, શુનકનો પુત્ર શૌનકો બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર થયા. આવાંજ અનેક પ્રમાણો શાસ્ત્રોમાં મળે છે.

પ્રિયવાંચક આ લઘુ લેખના અંત્યમાં તે લખવાનો ઉદ્દેશ શું છે? તે પ્રગટ કરવાની અગત્ય છે, કે જેથી તું તેના ઉપયોગીપણાને યથાર્થ સમજી શકે.

આધુનિક કાલમાં જો કે કેલવણીનો પ્રચાર દિનપ્રતિદિન વૃદ્ધિને પામે છે પણ તે નિરમાલ્ય છે; કારણ કે તેમાં ધર્મ સંબંધી બીલકુલ શિક્ષણ અપાતું નથી. અને જ્યારે ધર્મ સંબંધી જ્ઞાન મળ્યું નથી તો તે ગૃહસ્થાશ્રમને પુર્ણ રીતીએ પ્રાપ્ત થઇ સંસાર સાગરમાં પોતાનું

નાવ આનંદમાં ખેડતો રહે, એ અનોચિત્ત છે. કેમકે ધર્મ એજ તેનું પ્રથમ લક્ષણ છે. જોઇયે તેટલી સમૃધિ (દ્વ્યાદિ પદાર્થ) ને પ્રાપ્ત થયેલો પુરૂષ ધર્મને નહીં જાણતાં પ્રકાશ વિના આંખ કામ કરી શકતી નથી તેમ પોતાના કાર્યને સિદ્ધ કરી શકતો નથી. દરેક વસ્તુમાં સાધનની અગત્ય છે અને તે પણ પુર્ણ જોઇયે. જેમ રસોઇ કરનારને અન્ન, જળ, અગ્ની, વાસણ, સ્થળ અને તેમાં કામ લાગતી દરેક વસ્તુ સિવાય તે પોતાનું કાર્ય પુર્ણ કરી શકતો નથી. તેમજ સંસાર સાગરના તરવામાં જ્ઞાનની અગત્ય છે. જ્ઞાનના ઘણા વિભાગ વિદ્વાનોએ કર્યા છે. પણ તેમાં ધર્મજ્ઞાન એ મુખ્ય છે. કારણ તેથીજ મોક્ષ પર્યંત ચારે પદાર્થ (ધર્મ, અર્થ, કામ, મોક્ષ) ની સિદ્ધિ થઇ શકે છે. માટે જ્ઞાનમાં પ્રથમ તેની અગત્ય છે.

ધર્મ સંબંધી જ્ઞાન જ્યાં સુધી માણસ સત્ય

વિદ્યાને પ્રાપ્ત થતો નથી. ત્યાં સુધી થવું અશક્ય છે. અને આર્યોને માટે સત્ય વિદ્યા વેદ છે.

વેદની ભાષા આધુનિક સમયમાં સંસ્કૃત કહેવાય છે. પણ તેમ નથી વેદની ભાષાને માટે 'वेदः छंदसि' આ પ્રમાણે તેમાંજ લખાયલું છે. હવે આપણે વિચાર કરવાનો છે કે સંસ્કૃત ભાષાજ જ્યારે વિરલ પુરૂષો જાણે છે તો તે જાણનાર તો કોઇજ હોય! એમાં સંશય નથી. જ્યારે તેને જાણવુંજ દુર્લભ છે તો તેમાં લખેલા ધર્મ કર્માદિનો વિચારજ શો !! તેજ કારણથી આવાં પ્રાકૃત ગ્રંથો લખવાની હાલ અગત્ય છે. કે ઉછરતા વિદ્યાર્થીયો તેના વાંચનથી લાભ મેળવે; તે એજ કે તેમની શ્રધા પોતાના આર્ય ધર્મપર થાય અને આર્ય ગ્રંથોનું રહસ્ય શું છે તેનો વિચાર કરી તે તરફ પોતાનું વલણ કરે પુર્વોક્ત (વૈદિક) ધર્મ ઉપરથી અને તેમાં વર્ણવેલા આચાર વિચાર ઉપરથી

આધુનિક બાળકોની શ્રધા ઓછી થવાનાં ઘણાં સબલ કારણો છે. અને તેજ કારણો આર્ય પ્રજાને પાશ્ચિમાત્ય વિદ્વાનો સામે નીચું જોવરાવે છે. જેમકે મતાનમત. જ્યારથી વૈદિક ધર્મના પ્રચારમાં કમી થઇને મત ધારીયોયે પોતાના સ્વાર્થે સિદ્ધાર્થે નવા પંથો કર્યા, ત્યારથી આર્ય પ્રજામાં કુસંપ, કલહ, વીગેરે દુરગુણો પ્રવર્ત્યા; અને તેથી જ્ઞાતિ બંધનાદિ રીવાજો નીકળ્યા હશે. જેમ તે જુના થતા ગયા તેમ તેમ દ્રઢ થતા ગયા. અને આખરે તેનું એ પરિણામ આવ્યું છે કે આપણે એક બીજાપર કટાક્ષ સિવાય જોતાજ નથી. વિચારવાનું સ્થાન છે કે આ ખરાબીયો થવાનું કારણ શું? માટે જ આ લઘુ પણ અતિ ઉપયોગી પુસ્તક બાળ વાંચકોના હાથમાં મુકવામાં આવ્યું છે. કે તે પર તે પુર્ણ વિચાર કરી સત્ય માર્ગને ગ્રહણ કરે.

એવાં પણ કેટલાંક મનુષ જોવામાં આવેછે

કે પોતાના બાપદાદાથી ચાલતી રૂઢીનેજ પકડી રહેવામાં ઠીક સમજે છે. પછી તે ગમે તેવી હોય પણ વિચાર શિલ વિદ્યાર્થીને તેમ કરવું યોગ્ય નથી. તેણે તો સત્યાસત્યનો વિચાર કરવો અવસ્ય છે. અને જે તેમ કરે છે તે ઉચ્ચ ગતિને પ્રાપ્ત થાય છે, એમાં કાંઇ સંશય નથી વિચાર કરવામાં પક્ષપાતી યા મતાંધ થવું યોગ્ય નથી. પણ મધ્યસ્થ રહી શુદ્ધ અંતઃકરણથી વિચાર કરનારને વસ્તુતઃ ગુણદોષ દ્રષ્ટિગોચર થયા વિના રહેતા નથી. માટે દરેક વાંચકથી આશા રાખવામાં આવે છે કે આ લઘુ પુસ્તકનું અવલોકન કરી તેમાંથી સાર ગૃહણ કરશે.

**इदं मे ब्रह्म च क्षत्रं चोभे श्रियमश्नुताम्।**
**मयि देवा दधतु श्रियमुत्तमां त-**
**स्यै ते स्वाहा. ओ३म्**

**शान्तिः शान्तिः**

**शान्तिः**

# ओ३म्.

## "હમારી પ્રતિજ્ઞા."

### આર્ય ઉત્કર્ષક મંડળી.

આ મંડળીએ દરવરસે સંસારીક તેમજ ધાર્મિક પુસ્તકો બહાર પાડવા. એ મુખ્ય ઉદ્દેશ છે.* તેના વ્યવસ્થાપકોના નામ.

શ્રીયુત શ્રીસ્વામી રામાનંદ સરસ્વતિ.

" હરિનાથ અંબાલાલ વર્મા.

" બાલુભાઈ જમનાદાસ ભુતિ.

" હિમતલાલ વિજવલ્લભદાસ "

" ગૌરીશંકર મણિશંકર. શર્મા

☞ મંડળીનું સ્થાન. પાંચકુવા રોડ.

---

* વિશેષ હકીકત વ્યવસ્થાપકોને મળવાથી વિદીત થશે.

ओ३म्

'આર્યઉત્કર્ષ'મંડલી તરફથી પ્રગટ થ[illegible]

આ પુસ્તકો નિમ્ન લીખીત સ્થાનથી વેલ્યુપેબલથી મોકલવામાં આવશે

અમદાવાદ શ્રીયુત હરિનાથ અંબાલાલ ઠે. ખાડીયા.

„ રાજનગર આર્યસમાજ પાંચકુવાશેર

ખંભાત ગૌરીશંકર મણિશંકર શર્મા. ઠે. મોટા કુંભારવાડો.

મુંબાઈ હિંમતલાલ વિજવલ્લભદાસ. જુનિ ઠે. પરી. નાનાલાલ ભગુભાઈની દુકાને.

તૈયાર પુસ્તક.

સદ્ધર્મ પ્રકાશ કાચા પુઠાનું. રૂ. ૧—૦—૦

„ પાકા પુઠાનું. રૂ. ૧—૮—૦

પોષ્ટેજ જુદુ.